૩૬૯૯

॥ શ્રી ॥

# સુમત પ્રબોધિકા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શેઠ લક્ષ્મિચંદ ચતુર.

વાંકાનેર કાઠિયાવાડ.

### કુંડળિઆ.

તેરાપંથી મતમેં, નહી દયા નહી દાન;
ચુકા કહે મહાવીરને, ફીર ધરે ઉનુંકા ધ્યાન.
ફીર ધરે ઉનુંકા ધ્યાન, જ્ઞાન પણ ઉનકા ગાવે;
આપ નરકમેં જાય. ઓર પરકું લેઇ જાવે.
કહે કવિ જીનદાસ, આપ હે ઉંધામતિ;
નહી દયા નહી દાન, તે મત તેરાપંથી. ॥૧॥

સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે રજીસ્ટર કરાવીછે.

સવંત ૧૯૪૪ ઈ. સ. ૧૮૮૮

કિંમત ૪ આના.

અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

૩૫૯૯

શ્રી.

# સુમત પ્રબોધિકા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શેઠ લક્ષ્મિચંદ ચતુર.

વાંકાનેર—કાઠિયાવાડ.

કુંડળિઓ.

તેરાપંથી મતમેં, નહી દયા નહી દાન;
ચુકા કહે મહાવીરને, ફીર ધરે ઉનુંકા ધ્યાન.
ફીર ધરે ઉનુંકા ધ્યાન, જ્ઞાન પણ ઉન્કા ગાવે;
આપ નરકમેં જાય, ઓર પરકું લેઇ જાવે.
કહે કવિ જીનદાસ, આપ હે ઉંધામતિ;
નહી દયા નહી દાન, તે મત તેરાપંથી. ॥૧॥



સવંત ૧૯૪૪ ઈ. સ. ૧૮૮૮

કિંમત ૪ આના.

# પ્રસ્તાવના.

## શ્લોક.

प्रणिपत्यजिनेशानं नत्वागुरुपदांबुजं
त्रयोदशपथांमत खंडनंक्रियतेमया   १

આ અનાદિ સંસાર સમુદ્રમાં પરિભ્રમણ કરતા પ્રાણિને ધર્મ અદ્વિતીય આધાર ભૂત છે તે ધર્મના રસ્તા અનેક પ્રકારના છે તેહમાં પણ સત્ય ધર્મ મિલવો મુશકેલ છે અસત્ય ધર્મ અંગિકાર કરનારા લોકો ઘણા છે, પણ સત્ય ધર્મ ઓલખ્યા વીના જે લોકો ધર્મ કરે છે તે અધર્મ જાણવો અધર્મ સેવવાથિ આત્માનું કલ્યાણ થાતું નથિ. માટે સત્ય ધર્મનું સોધન કરવું તે સત્ય ધર્મનું લક્ષણ એ છે જે આગમ પ્રણિતો ધર્મઃ શેષ સ્ત્વધર્મઃ,

તેરાપંથિનો મત શાસ્ત્ર વિરૂધછે, કેમકે એ લોકો શ્રાવકને કુપાત્ર કહે છે શ્રાવકનિ કાયાને અધિકરણ કહે છે, શ્રાવકને અવ્રતનિ ક્રિયા કહે છે માટે શ્રાવક કુપાત્ર તેને ખવરાવવામાં નમસ્કાર કરવામાં તેનો વિનય વેયાવચ કરવામાં એકાંત પાપ છે, તેને કેહેવું જે કિયા સૂત્રમાં શ્રાવકને કુપાત્ર કહ્યાછે શ્રાવકનિ કાયાને અધિકરણ કોઈ સૂત્રમાં કહિ નથી, ભગવતીમાં શ્રાવકને અવ્રતનિ ક્રિયા ઉતરી ગઈ કહિછે

માટે એ લોકનું બોલવું તદન અસત્યછે સૂત્રમાંતો શ્રાવક શ્રાવીકા રતનની માલા સમાન કહ્યા છે,ઃ સુસાધુ, આર્ય ધર્મા-ધર્મી, વ્રતાવ્રતિ, કહ્યા છે તેને દીધામાં પાપ હોયતો પડીમા ધારી વહોરવા જાય છે તેને દીધામાં પાપ લાગશે પડીમાં ધા, રીને પાપ કરવા કરાવવાના પચખાણ છે તો પડીમા ભાંગશે માટે શ્રાવકને દિધામાં ધર્મ છે તિમ શંખ શ્રાવકને પોખલી શ્રાવકે, અંબડના ૭૦૦ શિષ્યે અંબડને નમસ્કાર કર્યો છે માટે શ્રાવક સુપાત્રછે તેને દિધામાં લાભ છે, તેનો વિનય વેયાવચ્ચ કરવામાં શ્રાવકને મહા લાભ છે, વલિ એ લોકોમાં પણ કેટલાક લોકો શ્રાવકને દિધામાં ધર્મ કહે છે ને કેટલા પાપ કહેછે માટે એ લોકોની પણ એક શ્રધા નથી,

વલિ તેરાપંથિ લોકો કોઈક દાતાર વણિમગ કૃપણ ભિખારી અતિથિ રાંકને અનુકંપા જાણિ દાન દેવે છે તેને પ-ણ એકાંત પાપ કહે છે તે તદન અસત્ય છે કેમકે સૂત્રમાં તો ગુરૂબુધિ આણિ મોક્ષ મતલબે અસંજતિ અવ્રતી તથા રૂપનાને દિધામાં એકાંત પાપ કહ્યું છે પણ અનુકંપા દાન-તો કરૂણા આણિ દિધામાં નિષેધ્યું નથિ. ઠાણાંગને ૧૦ મે ઠાણે દશ દાન કહ્યાછે તેહમાં અનુકંપા દાન પ્રથમ કહ્યું છે. ને અધર્મ દાન તો જુદુ કહ્યું છે માટે અનુકંપાદાન અધ-ર્મ દાન નહિ, ને જે અધર્મ કહે છે તે સૂત્રના અજાણ જા-ણવા. દાન દેવામાં પાપ હોયતો શ્રેણિક રાજાએ અમારપડો

શ્યા કારણે વગડાવ્યો. પ્રદેશીએ દાનશાલા શ્યા કારણે ધ-
ર્મ પામીને માંડિ.-મેઘકુમારને જીવે હાથીને ભવે શશલો શ્યા
કારણે ઉગાર્યો તીમ શશલાને બચાવવાથિ પરીત સંસાર શ્યા-
કારણે કર્યો તે ઉપર કુતર્ક કરે છે કે દાનશાલા માંડિ તે
શોભા વાસ્તે તેનો ઉત્તર હે મુઢ ધર્મ પામિને પાપ વધારવું
કે ઘટાડવું તિમ પાપ હતું તો કેશી સ્વામીએ કિમ નિષે-
ધ્યું નહિ, માટે દાનમાં ધર્મ છે—વલિ શ્રેણિકના અમારપડા
ઉપર રાજનિતિ કહે છે તેનો ઉત્તર અહો અજ્ઞાની રા-
જનિતિ હોયતો ભરત માહારાજનિ જંબુદ્વિપ પ્રજ્ઞપ્તિમાં કો-
ણિકનિ ઉવવાઇમાં રાજનિતિ વર્ણવી તેહમાં અમારપડો
કિમ વર્ણવ્યો નહિ માટે શ્રેણિકે ધર્મ પામિ એટલિ અધિ-
કાઇ કરી ઘણા જીવોને અભયદાન દિધું. માટે અભયદાન સ-
ર્વદાનમાં શ્રેષ્ટ છે, વલિ એલોકો કહે છે કે પોતાનું પાપ ટા-
લવુ પણ અનેરાનું પાપ આપણાથી ટલતું નથિ તેહને કેહવું
જે સૂત્ર ઉપાશક દશામાં મહાશતકજીએ પોતાની સ્ત્રી ઉ-
પર ક્રોધ કર્યો તેનું પાપ કાંઇ પરમેશ્વરને લાગતુ નહોતું પ-
ણ પરમેશ્વરે ઉપકાર જાણિ ગૌતમ સ્વામિને મોકલી મહા-
શતકજીનું પાપ ટલાવ્યું, માટે પાપ ટલાવ્યામાં પણ ધર્મ
છે. વલિ એલોકો કેહેછેકે પરાણે પાપ ટલાવ્યામાં ધર્મ ન-
થિ તેહને કેહવું જે, જ્ઞાતા સૂત્રમાં તેટલિ પ્રધાનને પોટિલ દે-
વતાએ ઘણું કષ્ટ પમાડિ શ્યા કારણે સમજાવ્યો એહને સં-

જમ લેવાનો ભાવ નહોતો પણ પરાણે કષ્ટ દેઇ સમજાવ્યો, માટે પરાણે પાપ મુકાવ્યામાં પણ ધર્મ છે. તિમ દશા શ્રુત સ્કંધમાં શ્રેણિક રાજાએ ઢંડેરો પિટાવ્યો ને કેહેવડાવ્યું કે માહરી રાજગ્રહી નગરીમાંહિ બાહીરે મહાવીરસ્વામી અથવા તેહના સાધુ સાધવી આવે તેહને પોતાની જગા ઉતર્યા જેહવી હોય તો કોઇ લોક ના કહેસો નહિ. નહીતો ગુનેહગાર થાશો એ અધિકારે પણ કેટલાક અન્યમતીને શ્રેણીકના હુકમથિ જગ્યા આપવી પડિ માટે પરાણે જબરજસ્તીથી પણ ધર્મ થાય છે, વલિ એ લોકો કહે છે કે જે જીવને ઉગારીયે તે જીવ ૧૮ પાપ સેવે તેનું પાપ પોતાને લાગે માટે જીવને બચાવવો નહિ તેહનો ઉત્તર. બીજાનું કર્યું પાપ પોતાને લાગતું નથિ શાખસૂત્ર ભગવતીજીની શત. ૧૭ મે ઉદ્દેશે ૪ નિ તિમ પહિલા શતકમાં પણ પોતાનિ ક્રિયા કરેલિ પોતાને લાગે છે પારકિ કરિ ક્રિયા પોતાને લાગતિ નથિ. માટે જીવ બચાવવામાં ધર્મ છે. વલિ ભગવતીજીમાં કહ્યું છે કે અગ્નીનો પ્રજાલનારને મહાશ્રવ (મહા પાપ કહ્યું છે, ને ઓલવનારને (અલ્પ આશ્રવ) અલ્પ પાપ કહ્યું છે માટે શ્રાવક જીવ બચાવે છે ને ઝાઝા લાભનું કર્ત્તવ્ય કરે છે, કેટલાક કહે છે કે અનુકંપા જાણિ કોઇને કાચુ પાણી પાઇએ તે પાપ લાગે છે માટે જીહાં સાવદ્ય કર્ત્તવ્ય તિહાં ધર્મ નહિ તેને કેહેવું જે આર્યાને કાઢવા સાધુ નદીમાં પડે છે, સાધુજી નદી ઉત્તરે છે તે સાવદ્ય કર્ત્તવ્ય કે નિરવદ્ય કર્ત્તવ્ય જો એ કામમાં સાધુને પાપ તો જીવ બ-

ચાવવામાં પાપ. ને જો એ કર્ત્તવ્યમાં ધર્મ તો જીવ બચાવવામાં ધર્મ તેથિ કારણ અશુધ્ધને કાર્ય શુધમાં પણ કોઈક સ્થલે ધર્મ છે, જીવ બચાવવામાં કિંચિત પાપ સાવદ્યનું લાગે પણ તે જીવને બચાવવાથિ અભયદાનનો મહા લાભ છે. સાધુને નદીને ન્યાયે—માટે તેરાપંથિનો મત શાસ્ત્ર વિરૂધ છે, વલિ શુભ જોગને આશ્રવ કહે છે તે પણ તદન અસત્ય છે કેમકે ભગવતીમાં શુભ જોગને સંવર કહ્યો છે તિમ ઠાણાંગમાં ૫મે ઠાણે ઉત્તમ જોગને સંવર કહ્યો છે વલિ પ્રશ્ન વ્યાકરણમાં સંવર રૂપ વૃક્ષાધિકારે શુભ જોગને સંવર કહ્યો છે માટે એ લોકોનો મત સિધાંત વિરૂધ છે.

વલિ એ લોકો કહે છે કે નવ પ્રકારનું પુણ્ય સાધુને દિધાથિજ થાય છે તે તદન અસત્ય છે કેમકે સાધુ તો અઢિ દ્વિપમાંજ છે ને પુણ્ય તો ચઉદ રાજલોકમાં લાભે છે તિહાં સાધુજી નથી માટે કેહને અન્ન દીધે તે લોક પુણ્ય ઉપરાજતા હશે તેથિ સાધુને દિધામાં તો એકાંત નિર્જરા સૂત્રમાં કહિછે ને તે સિવાય બિજાને દિધામાં પુણ્ય બંધાયછે સૂત્ર ભગવતીમાં એકેંદ્રિને પણ બે કરણ કહ્યાછે. કાયા કરણ. ૧ ને કર્મ કરણ. તે બે કરણથિ એકેંદ્રિશાતા અશાતા વેદનિ ભોગવેછે, શુભ કરણે કરી શાતા વેદનીય, અશુભ કરણે કરી અશાતા વેદની ભોગવેછે એ રીતે એકેંદ્રીય પણ કર્તવ્યથી પુણ્ય પાપ ઊપરાજે છે, એ રીતે ૨૪ દંડકમાં કર્તવ્યથી ક-

રણે કરી પુણ્ય પાપ ઉપરાજે છે શાખ સુત્ર ભગ શતક. ૬ ઉદેશે ૧ માટે સાધુ વીના બીજાને દીધામાં પણ પુણ્ય છે. વલિ એ લોક કહે છે કે જે સાધુ કમાડ ઉઘાડે તેનું પહિલું મહાવ્રત ભાગે તે વાત અસત્ય છે કેમકે સુત્રમાં તો ઉગહંસે અજાઇઆ એ પાઠમાં આજ્ઞા છે જાચીને કમાડ ખોલવાનું સાધુને કહ્યું છે, કમાડ ઉઘાડવાથી પહીલું મહાવ્રત ભાગતું હશે તો આર્યાને ખુલે બારણે રહેવું કલ્પે નહિ તે આર્યાનું મહાવ્રત કિમ રહેશે, માટે એ પરૂપણા સિધ્ધાંત વિરૂધ છે એ રીતે ઘણાજ બોલ સુત્ર વીરૂધ છે પરંપરાથી ૨૫૦ બોલનો વાંધો કહેવાય છે તેથિ એ લોકની શ્રધા ખોટિ છે અન્યમતીલોકો પણ દયા દાન પ્રમુખ સ્થાપે છે ને આ લોક તો એથિ બુરા જાણવા એ શ્રધા કૃપણ મુમણ નિર્દયી લોભીયા માણસને બહુજ વાહલી લાગે છે એ લોકનો વેષ જૈન સદૃશ છે પણ શ્રધાવિના વેષ ક્રિયા લેખે લાગતી નથિ નિન્હવાદિકનિ પરે, તેરાપંથીને નિન્હવ કહ્યા છે શાખસિધ્ધ પાહુડા નિતે પાઠ,

कइणंभंतेनिणवाहोथागोयमाअठ निणवाभावि स्सांति कहिणंभंतेचरिमानिणवोहोथागोयमा भारहे वासेमरुअढदेसे भिखणेनामंनिणवाहोथातंजहागाथा

अठमोनिणवोहोइ भिखणेवाणिगपुत्ते
कंटालिगामेवसइ तथणंजाणाहिगोयमा १

असिंपंचमेआरे दुखमकालेभवइ
तेइासिसझवेसधारी तेणंजाणाहिनिणवो २

रुगनाहेगुरुहोइ बहुलकम्मीदयादानविछोहि
निरयंउवगमिस्सइ अणुकंपाउठावओ ३

साइरेगनिणवाए अद्धिएपाएभिखणे
तेणंजाणाहिगायमा होइधम्माविछोहि ४

એ ચાર ગાથા ઉપરથી ભિખનજી નીનવ જાણવો માટે આત્માર્થી પુરૂષોએ નિન્હવનો સંગ ત્યાગવો હે સુજ્ઞ પુરૂષો અમારે કાંઇ કોઈના ધર્મનિં નિંદા કરવી નથી પણ ભવ્ય જીવોને સમજાવવા કારણુ આ પ્રયાસ કર્યો છે કોઈ વાક્ય કઠણુ લીખાણું હોય તો માફ કરશોજી

---

શ્રી

# સુમત પ્રબોધિકા.

---

## ઢાળ ૧ લી.

### સુગુરૂ પીછાણો ઇણે આચરણે—એ દેશી.

આદર જીવ દયા ગુણ આદર, મ કરીશ ખેંચા તાણજી;
જે નર નારી દયા પાળે, તે પામે પદ નિર્વાણજી. આદર. ૧
દુ:ખીઆ દેખી અનુકંપા આવે, તે ભવ્ય જીવ સહિ નાણજી;
અભવ્યને તો કુરણા નાવે, એ આચારાંગમાં વાણજી. આદર ૨
ગજ ભવે સસલો રાખીઓ, અનુકંપા રસ આણજી;
સંસાર પરિત કર્યો તેણે, નરાયુ બાંધ્યો જાણજી. આદર. ૩
મેઘરથે પારેવો રાખ્યો, ઉપસર્ગ સહ્યો અપારજી;
એ પદવી તે રૂડી પામ્યા, તે દયા તણે અધિકારજી. આદર. ૪
નેમનાથે પશુ મુકાવ્યા, દયા દિલમાં આણજી;
નાગ નાગણી બળતા કાઢયા, તે પાર્શ્વનાથે જાણજી. આદર. ૫
કેવલી હુઈ વીરે ભાંખ્યો, સાંભળ ગૌતમ વાણજી,
અનુકંપાએ ગોસાળો રાખ્યો, કોઈ ભુલ મતિ જાણજી. આદર.૬
મયણરેહાને પદમાવતીએ, દયા દિલમાં ધારજી;

સામા જઈને સંગ્રામ વાર્યા, જુઓ હઇએ વિચારજી. આદર. ૭
ખંડીયા સાજા કરવા માટે, હરકેશીએ લીધો આહારજી;
શેઠ સુદર્શને છોડાવી, અભયા કપિલા નારજી. આદર. ૮
એણીકે અમારપડહ વજાવ્યો, કૃષ્ને ભેરી વિચારજી,
ચિત્ત શંભુને પડતા વાર્યા, પૂર્વ ભવે અણગારજી. આદર. ૯
સેલગે જીનપાલ ઉગાર્યો, મેલ્યો નિજ પરિવારજી;
રૂડી ઉપમાં તેહને દીધી, જ્ઞાતા સૂત્ર મોઝારજી. આદર. ૧૦
ગોચ્છોને ૨૫ હરણો ધરવો, કરવો પડિલેહણ સારજી;
ત્રસ દયા કારણ તે જાણો, નાણો સંદેહ લગારજી. આદર. ૧૧
કાલ સુરીયાદિક પાપી નિંધા, પ્રશંસ્યા ધર્મી નરનારજી;
રાગ દ્વેષ વીરને નહોતા, કર્મ ભોગવતા કીરતારજી. આદર. ૧૨
જીન કલ્યાણીકે અંતર મૂહુર્ત, પરમાધામી મુકે મારજી;
ત્રિલોકમાં અજવાળુ થાય, એ સ્થિતિ જગમા સારજી. આદર. ૧૩
કેશી ગુરૂને ચિત્તે કહ્યો, જો ધર્મ પામે રાયજી;
રાજા દેશ પશુ પંખી ભિખા, ચરને બહુ ગુણ થાયજી. આદર૧૪
વરસીદાન સહુ જીનજી દીયે, દીએ નિજ ધન અપારજી;
દાન દેતા જો પાપજ થાયતો, માંથે કુણ લે ભારજી. આદર.
જીવદાન ગુણ આદર—એ આંકણી. ૧૫
દાન દેતા જે નર વારે, દાનનો કરે વિપણાસજી,
પ્રભુનો ચોર તે નર જાણો, પ્રશ્ન વ્યાકરણમાં પ્રકાશજી. આ૦૧૬
પ્રદેશી દાનશાળા મંડાવી, વળી જીન માવિત્ર જેહજી;

ઉસીહ ફલિહ અવંગુયદારા, શ્રાવક ગુણ છે એહજી. આદર. ૧૭
દસ દાન શ્રી વીરે ભાંખ્યા, તેમાં અનુકંપા સિરદારજી;
એક ધર્મ બીજુ અધર્મ, સાત સમુચય વિચારજી. આદર. ૧૮
દુઃખીઆ દેખી અનુકંપા આણી, જે દીએ તે પહિલો દાનજી;
ધર્મ દાન તે સુપાત્ર જાણો, અભય સર્વ પહાણજી. આદર. ૧૯
નાણ દંસણને ચારિત્ર, એ ત્રણે આરાધે જેહજી;
તેહને તો સુપાત્ર કહીએ, મઝમ ઉત્તકૃષ્ટેહજી. આદર. ૨૦
જઘન્ય સમ દિઠિ આરાધે, મઝમ દેશ વ્રતિ જાણજી;
ઉત્કૃષ્ટા મુનિ આરાધે, તીમ સુપાત્ર વિયાણજી. આદર. ૨૧
ધર્મ પક્ષમાં શ્રાવક ભેલ્યા, શ્રી સુયગડાંગ મોઝારજી;
ધર્મ તિર્થ વીરે ભાંખ્યા, ધર્મ સુપાત્ર સારજી. આદર. ૨૨
ચાર તિર્થ સુપાત્ર જાણો, તેહને જે દીએ દાનજી;
નિર્જરા પુન્ય તેહને થાય, એ ભગવતિમાં વાણજી. આદર ૨૩
ચિંહુ તિર્થની શેવા કીધી, સનંત કુમારે જાણજી;
ઇંદ્ર પદવી તેણે પામ્યા, વળી પામશે પદ નિર્વાણજી. આદર ૨૪
ધર્મ પુન્ય સ્વર્ગ મોક્ષના કામી, કંખિ પિવાસી જાણજી;
ધર્મી નરનારી એહવા ભાંખ્યા, એ ઉપાસગમાં વાણજી. આદ
ર જીવ પુન્ય ગુણ આદર. ૨૫
પુન્યે પવિત્ર થાય પ્રાણી, પુન્યે સુલભ બુદ્ધજી;
પુન્ય વોળાવો રૂડો જાણો, ગુણ ઠાણા ચઉદમાં શુદ્ધજી.આદર.૨૬
દાન અને શીયલ બેઉ, ચરિત્રના ગુણ છે એહજી;

ચારિત્ર અને તપ દોઉ, મોક્ષ વોળાવા તેહજી. આદર. ૨૭
નવ પુન્ય વીરે ભાંખ્યા, તે સમુચયં વિચારજી;
સાધુને આપે નિર્ઝરા થાય, તેણે સમુચય નિર્ધારજી. આદર. ૨૮
દસ વિકાળીકમાં વીરે દાંખ્યો, ન કલ્પે સાધુને આહારજી;
દાણ પુણ શ્રમણ વણી મગદા, એ ચારનો કરજો વિચારજી.આ૦૨૯
દાનઠા તેજસને અર્થે, **પુન્નઠા** સીદાતા જાણજી;
સમણ વણિ મગ્ગહા બેઉ, પ્રસિદ્ધ અર્થે વિયાણજી. આદર. ૩૦
ચાર મેઘ વીરે ભાંખ્યા, તે સમાન દાતારજી;
ક્ષેત્ર તે ચાર તિર્થ જાણો, બાકી અક્ષેત્ર વિચારજી. આદર. ૩૧
ક્ષેત્ર વાસી પહિલો જાણો, બીજો ધર્મ અજાણજી;
ત્રીજો શ્રાવક નર જાણો, ચોથો કરપી વખાણજી. આદર. ૩૨
ગાઢા પુન્ય તે નવિ કરે પ્રાણી, તે પરભવ પામે શોકજી;
માંસ ભક્ષણાદિક મોટા કર્મ, ચિત્ત કહે શંભૂ મુકજી. આદર. ૩૩
દિક્ષા લેવા સમર્થ નહી, તો આર્ય કરણી કરો રાયજી;
અમારપડહો ને તિર્થ વાછલ,તે આર્ય કરણી કેહેવાયજી. આ૦૩૪
ગૃહવાસમાં કાળ કરે તો, ચક્રિ નર્કે જાયજી;
દેશ વ્રતિ ચક્રિ નહોવે, એ કહ્યો ભગવતિ માંયજી. આદર. ૩૫
જે કાંઈ ઇચ્છે તે હું આપુ, રણાદિક વલી જેહજી;
દિક્ષા–દલાલી કૃષ્ને કીધી, જ્ઞાતા અંતગડમાં તેહજી.આદર. ૩૬
કોણીકાદિક બહુ રાજાએ, વધામણી બહોળી દીધજી;
તિર્થંકરાદિક જીહાં વહોરે, તિહાં દેવે વૃષ્ટિ કીધજી. આદર. ૩૭

દયાદાન પુન્ય વિનય વૈયાવચ્ચ, તિર્થ વાછલ જેહજી;
શુદ્ધ પરિણામેં જે નર સાધે, શીવપુર પામે તેહજી. આદર. ૩૮

**કલશ.**

એમાં જે કાંઈ ઓછું અધિકું ભાખીયું, જીન આજ્ઞા થકી અલી;
હાથ જોડી માન મોડી, મિછામિ દુઃકડં દીઓ વલી. ૧
એ ભણી ગણી શંકા ટાળી, કરો સમકીત નિર્મળો;
દેવ ગુરૂની પ્રતિત આણી, આત્મ કરો ઉજળો. ૨

## ઢાળ ૨ જી

આદિશ્વર જીન આદ દઇ, ચોવીસમાં માહા વીરોરે,
ઘણા ભવ્ય જીવાંને તારીને, પ્રભુ પહોચ્યા ભવ જળ તીરોરે૧
ભવ્ય જીવો સાધાંને શુદ્ધ ઓળખો.
નેમનાથ બાવીસમાં, તોરણ નેહો જાયોરે,
કરૂણા કીધી જીવાંતણી, દીધાં સર્વ છોડાયોરે. ભવ્ય ૨
એકેકાને એહવું કહે, જીવ બચાયા મે પાપોરે,
જુગ બાહુને મણીરથે માર્યોતો ખાધો કાલે સાપોરે ભવ્ય ૩
હાથીનો ભવ દેખલ્યો, કરૂણા કીધી સારોરે,
સસલો દયા કરી રાખીયો, તો પાયો શ્રેણીક ઘર અવતારોરે ભ૦ ૪
તિર્થંકર ચોવીસમાં, ભગવંત શ્રી વર્ધમાનોરે,
જેણે ભરી પ્રખદામાં ભાખીયો, દસ પ્રકારરો દાનોરે ભવ્ય ૫

દસમો અંગ દયા તણો, કહ્યો શ્રી જીન રાયોરે,
એક ધર્મ બીજો અધર્મ છે, આવો સંમુચે ઠાણાયંગ માયોરે ભ૦૬
અનુકંપાદાન પેહેલો કહ્યો, ત્રીભોવન કેરા નાથોરે,
તેને કોઇ અધર્મ કહે, એ કોઈ નહી સુત્રની વાતોરે ભવ્ય ૭
કોઈ જીવાંની રક્ષા કરે, કોઇ રખાવતા કરે ધાતોરે,
જેને કોઇ પાપ કહે, જો જો કુગુ ધિયાની વાતોરે ભવ્ય ૮
મારગ સાધારો છોડીને, સાધાં સું કરે દૂપોરે,
ઉત્તમારી કોઇ નિંદા કરે, વેપને લજાવે ભેખોરે ભવ્ય ૯
દાન દયા દોય ઉથાપીયા, નહી જાણે ધર્મની રેખોરે,
ટોળાં માહીથી કાઢીયો, દેતાને ઉપદેશોરે ભવ્ય ૧૦
અવગુણ સાધારા ઉપરે, ન રાખે ગુરા સું પ્રીતોરે,
એવા અવનીતને જાણજો, નિશ્ચે ખોટી નીતોરે ભવ્ય ૧૧
તિર્થંકર બેઠા હતા, ને વળી ચોથો આરોરે,
તેમાં જમાલીનીન્હવ હુવો, કીધે ગોસાળે હાલોરે, ભવ્ય ૧૨
આતો આરો પાંચમો, તીણમેં ઘણા કજીઆને કાળોરે,
તિર્થંકર કેવલી નહી, નહી ગ્નાની કોઈ સારોરે ભવ્ય ૧૩
પાર્શ્વ નાથની માતાએ કહ્યું, બેટા એક જોગીશ્વર આયોરે,
માતાના વચન અવધારીને, પ્રભુ ગંગા નદી તટ જાયોરે ભ૦ ૧૪
અગ્નીમાં જીવ બળતા દેખીઆ, પ્રભુ ગ્નાન તણે મતાપોરે,
લાકડામાંહીથી કાઢીયા, સાપણીને વળી સાપોરે, ભવ્ય ૧૫
અનુકંપા આવી જ્યારે, કીધો ઘણો ઉપગારોરે,

અધ બળતાં બારે કાઢીને, સુણાઈદીઓ નવકારોરે ભવ્ય ૧૬
જીવ ઉગારે જો પાપજ હુવે, તો જ્ઞાની પ્રાર્શ્વનાથ કેમ કાઢેરે.
પ્રભુ વરશીદાન દેઇ કરી, માથે પાપ કોણ ચાઢેરે, ભવ્ય ૧૭
બાળ વેશાયણ તપશી હુતો, તીણશું બોલ્યો ગોસાળો ચુકીરે,
ઇણને રીસ આવી જયારે, ત્યારે તેજુલેસ્યા મુકીરે ભવ્ય ૧૮
ચાર જ્ઞાનના ધણી હુતા, ધનધન મોટા જીનરાયોરે,
ગોસાળો બળતો રાખીઓ પ્રભુ શીતલ લેસ્યા પસાયોરે ભ૦ ૧૯
દયા અનુકંપાને કારણે, બચાવીઓ શ્રી જીનરાયોરે,
તીણમાં શંકયા મતી રાખજો, કહ્યો સુત્ર ભગવતીમાંયોરે ભ૦૨૦
કોહ્યા કાનની કુતરી, કીડા પડયાને ભુંડી બાસોરે,
દુર્ગંધથી ડરતા થકાં, લોકો આગલે જાય નાસોરે ભવ્ય ૨૧
પીડા સહે અતિ આકરી, ઘણી ત્રખાને ભુખોરે,
ફેરા ફટકા મારતા, કોય ન નાખે ટુકોરે ભવ્ય, ૨૨
કુતરી આવતી દેખીને, લ્યે લાકડી તીણી વારોરે,
ટુકડો તો નાંખવો કડે રહ્યો, કુટીને કાઢે ઝાંપા બારોરે, ભ૦ ૨૩
કુતરી ભુંડ સુરની ઉપમાં, તે અવનીતોને જાણોરે,
વિનય મુલજીન ધર્મ કહ્યો સુત્ર ઉત્તરાધ્યયન માંયોરેભ૦ ૨૪
નિન્હવ આહાર લઈ આવીઓ, હેઠો મુકીને કાઉસગ કરીયોરે,
ઉઘાડો પ્રાતરો રહી ગયો, માંહે કરોલીઓ પડીઓરે ભવ્ય ૨૫
નીન્હવ આહાર કરવા બેઠો, જડે જીવ નજરે આયોરે,
તડે ચર્ચાવાદી બોલીઓ, કાઢે કે ન કાઢે દે બતાયોરે ભવ્ય ૨૬

નિન્હવ કહે કાઢણો ખરો, તો તારી એ સર્ધાએ પાપ અઢારે લાગેરે,
ન કાઢે તો દેખસે, પહેલું મહાવ્રત ભાંગેરે, ભવ્ય ૨૭
બિલીએ દીઠો ઉંદરો, ત્યારે નાસી જાયોરે,
મરણ થકી મુસો ડર્યો, પેઠો નીન્હવરી લોટ માયોરે, ભ૦ ૨૮
લોટ માંહે પાણી હતો, પડીયો ગોથા ખાયોરે,
ત્યારે જો કાઢે ઉંદરો, તો બિલી જાય ઘટ કાયોરે ભવ્ય ૨૯
લોટ માંહે ઉંદર મરે, તો લાગે તુઝને પાપોરો,
અંતરાય પડે બિલી હાંકતા, ખોટી સરધાના ઘણા સંતાપોરે, ભ૦ ૩૦
બાપ શું બેટો લડે, કે હમારો બાપ છે કુડોરે,
તીણુને લોક સહુ ફીટફીટ કરે, તું કહાસું હુવો રૂડોરે, ભવ્ય ૩૧
નરનારી વરજે ઘણું, સોચે નહીં મન ઉંડોરે,
મહોટા પુરૂષની નિંદા કરે, જાણે માથા સીખી મુંડોરે, ભ૦ ૩૨
સંવત અઢાર અઢાવીસે, ફાગુણ માસરે માંયોરે,
ગોડીઓ પ્રાગ એણીપરે કહે, વાંદો પુજ્ય જેમલજી રાપાયોરે ભ. ૩૩

—*o*—

## ઢાળ ૩ જી

### દુહા

આદિજીન આદેનમી. ચોવીસે જીનરાય,
મન સમઝાતું આપણું, તે સુણજો ચિત્તલાય; ૧
વીર મોક્ષ સિધાવિ યા ભાંખ્યો ધરમ ઉદાર;
દાન શીયલ તપ ભાવના, ભવ્ય જીવા હીતકાર; ૨

ત્યાગી વૈરાગી શોભતા, ધર્મદાસજી અણગાર;
જૈન શાશન દીપાવીયો, વાધ્યો બહુ પરિવાર; ૩
તાસ સંતાનીયા હે ભલા, જેમલજી અણગાર;
રૂગનાથજી બીજા વળી, એ મેવાડ દેશ મોઝાર; ૪
અઢારસેં પનરોત્તરે, માગશર માસ ઉદાર;
રૂગનાથજી શું નીકળ્યો, ભીખન નિન્હવ તે વાર; ૫
તિહાંથી ગરૂ ઉડીયો, આયો કચ્છ મોઝાર,
બહુ જીવને શલ્ય ઘાલીયા એણે ખોયો અવતાર; ૬
દાન દયા ઉથાપીયા, વિનય વૈયાવચ્ચ જેહ,
તેહ તણા ઉત્તર કહુ, સાંભળજો સુસ્નેહ; ૭

## ઢાળ

તેરાપંથિની સરધા ખોટી, જે હવી પીતલની ત્રોટીરે;
ન્યાય મારગ થકી ફીરે નાઠા, બાંધે કર્મની કોટીરે; તેરા. ૧
માયા કેળવે અતિઘણી, પુછ્યા પલટે વાણીરે;
સુત્ર અરથ મરડી ઉંધા, જુઠી જુગતિ મેલે તાણીરે તેરા. ૨
વરશીદાન સહુ જીનજી પણ, દીએ ચિત્ત ઉદારરે;
ઠામોઠામ સર્વ દેશ માંહી, તાત માંડે શત્રુ કારરે; તેરા. ૩
વ્રત ધારી જે રાય પ્રદેશી, માંડી દાન શાળા જેહોરે;
ઉસીય ફલીહા અવંગુયદારા, વળી શ્રાવક ગુણ છે એહોરે; તેરા ૪
દશદાન કહ્યા શ્રી વીરે, તેહેમાં અનુકંપા સીરદારોરે;
એક ધર્મને બીજો અધમ, સાત સમુચે વીચારોરે; તેરા ૫

નવવિધ પુન્ય જે કહી દાખ્યા, તે સમુચે ભગવંતેરે;
સુત્ર અર્થ ન જાણે પ્રાણી, તે કહે સાધુને એકાંતેરે; તેરા ૬
પુન્યે પવિત્ર થાએ પ્રાણી, પુન્ય સુ સુલભ બુદ્ધિરે
તેહમાં જે પાપ બતાવે પ્રાણી, અકલ જારી છે ઉંધીરે; તેરા ૭
ધર્મ પુન્ય સ્વર્ગને મોક્ષના, કામી કંખી પીવાસીરે;
શ્રાવક કહ્યા એહેવા વીરે, જો જો ઉપાસક વીમાસીરે તેરા ૮
દશ દાનને નવ પુન, ઠાણાંગમાં વીરે ભાખ્યારે;
તેહને કાંઈ દોષ ન લાગ્યો, તમે જો જો અંતર આંખ્યારે તેરા ૯
સુયગડાંગનો પાઠ દેખાડી, ભોળાને ભરમાવેરે;
ગુરૂ આગમના અરથ ન જાણે, આપણો મત ચલાવેરે; તેરા ૧૦
કુપ તલાવ શત્રુ કારાદિક, કોઈ ધર્મ અરથે કરાવેરે;
એમાંહી પુન્ય છેકે નથી, તે સાધુને પુછવા આવેરે તેરા ૧૧
હા કેહેતો જીવ હણાય, ના કહેતાં અંતરાયોરે;
એ અન્ય ધર્મસુસારીવાણી, તે જૈના કયું બતાવ્યોરે તેરા ૧૨
એ મિશ્ર દાન જીનેનઉથાપ્યા, તો બીજા દાન કયું ઉથાપેરે
સાધુ વીના સર્વ કુપાતર, જે મુરખ તે એમ થાપેરે તેરા ૧૩
કુપ તલાવ શત્રુ કારાદિક, એહેવા દાન ઇહા ભાંખ્યારે
પાણી અશનાદિક ચઉવિધ, નવ દશ નવિ દાખ્યારે તેરા ૧૪
ફાસુક એખણીક આહાર, તે શ્રાવક દાતારોરે;
તથા રૂપ સમણ માહણને, આપે ભાવ ઉદારોરે; તેરા. ૧૫
એકાંત નિર્ઝરા તેહને હોયે, શેખ પુન્ય એ જાણીરે;

પાપ ન હોય કિંચિંતમાત્ર, એમ કહે કેવલ નાંણીરે; તેરા ૧૬
શ્રમણ તે સાધુને કહીએ, માહણ શ્રાવક બ્રહ્મચારીરે;
એ અર્થે કહે વિવિહાપન્નતિ, જો જો હીયે વીચારીરે; તેરા ૧૭
અફાસુ અણએખણીક આહાર, ચઉ વિધ વોહોરાવેરે;
તથા રૂપ સમણ માહણને, અલ્પ પાપ બહુ નિર્ઝરા થાવેરે તેરા ૧૮
સજીવ નિર્જીવ સદોષ નિર્દોષ, દેવે ચઉવિહ આહારોરે;
તથા રૂપ અગુણી કુપાત્ર, અસંજતિ અવ્રત ધારોરે; તેરા ૧૯
એહેવા અગુણી કુપાત્રને વલી શ્રાવક દાતારોરે;
ધર્મ મોક્ષ અર્થે દાનજ દીયે, જાણે હું પામું નિસ્તારોરે; તેરા ૨૦
તેહને એકાંત પાપજ થાવે, નિર્ઝરા નવી હોયરે;
પુન્યની તો વાત ન કહી, સાંભળજો સહુ કોયરે; તેરા ૨૧
તથા રૂપ ગુણી સુપાત્ર, એહ બે સુત્રે કહીયારે;
અગુણી પરમ કુપાત્ર, ત્રીજે સુત્રે લહીયારે; તેરા ૨૨
એ ત્રીણ સુત્રા ધર્મને અર્થે, જે દીએ મોક્ષ હેત આણીરે;
તે આશ્રીએ વિધ વખાણી, અનુકંપા જ્ઞાની જાણીરે તેરા ૨૩
કોએક જીવ કુપાત્ર કહીયે, સર્વે એહેવા ન હોવેરે;
સાધુ વિના સર્વ કુપાત્ર દાખે, તે નર ભવ એળે ખોવેરે; તેરા ૨૪
જ્ઞાન દર્શન ચરિત્ર તપ, એ ચીહુંને જે આરાધેરે;
તેહને વીર કહે સુપાત્ર, જધન્ય મધ્યમ ઉત્કષ્ટા સાધેરે. તેરા. ૨૫
જધન્યને જધન્ય સુપાત્ર, મધ્યમને મધ્યમ જાણોરે
પરમ તે પરમ સુપાત્ર, એહમાં ન કરો ખેંચાતાણોરે. તેરા. ૨૬

જઘન્ય સુપાત્ર સમદિઠી, મધ્યમ દેશ વૃતિ લહીએરે;
સર્વ વૃતિ ઉત્કષ્ટો જાણો, ધર્મ સુપાત્ર કહીએરે. તેરા. ૨૭
સાધ સાધવી શ્રાવક શ્રાવિકા, એ ધર્મ તિર્થ ચારેરે;
ઉત્તરાધ્યન અધ્યેન ત્રેવીશમે લોગસમાં અધિકારેરે. તેરા. ૨૮
કાંઠો પામવાનો જે અર્થ, તે તિર્થ એ કહીયેરે;
સંસારનો મોક્ષ તે કાંઠો, એ આરાધે લહીયેરે. તેરા. ૨૯
એહ સુપાત્રને અશનાદિકે, જે પ્રતિ લાભે પ્રાણીરે;
વળી વિનય વૈયાવંચ કરે, નિર્મળ ભાવ આણીરે. તેરા ૩૦
તેહનું ફળ શ્રીવીરે ભાંખ્યું, ભગવતિ મેં સુખકારીરે;
એકાંત નિર્ઝરાતે વળી પુન્ય, તે ન માને બહુળ સંસારીરે.તે૩૧
વેદ ભણી વિપ્રજીમાડી, પુત્રને ઘરબાર દેઈરે;
ભુકત ભોગી થયા પછે, તાપસ થાજ્યો અરણે જઈરે. તેરા ૩૨
ધર્મજ અર્થે ગુરૂ પુછે, વેદ ભણી વિપ્ર જીમાવેરે;
પુત્ર કલત્ર ન થાય સખાઈ, મિથ્યા ધર્મે કુગતિ જાવેરે.તેરા.૩૩
ચિતે ગુરૂસું એમ ભાંખ્યો, જો રાજા ધર્મ પાવેરે;
રાજા દેશ પશુ પંખી ભિરખુ, એ ચારે જે બહુ ગુણ થાવેરે.તે.૩૪
જીનેશ્વર કેવલી મુનિવર, જીહા જીહા ગામાદિકે આવેરે;
વધામણી દેઈ વાંદવા જાવે, જીન મારગ દીપાવેરે. તેરા ૩૫
કૃષ્ણ શ્રેણીક ધનજ ખરચે, ધર્મ દલાળી બહુ કીધેરે;
તિર્થંકર ગોત્રજ બાંધ્યો, વલી આતમ કારજ સીધેરે. તેરા૩૬
સનંત કુમારે પુર્વ ભવે, ચિહું તિર્થ વાછલ કીધીરે;

હિય સુહ પથનિસેસકામી, વલી સાહજ બોળી દીધીરે. તેરા૩૭
ગરઢા ગિલાણ નવાનેં તપસી, તસ અનુકંપા બહુ કીધીરે;
ચાર તિર્થ વિનય સાતાથી, ઇંદ્ર પદવી તેણે લીધીરે. તેરા.૩૮
ગૌતમે પુછી નિરણે કીધો, સુત્રે છે વિસ્તારોરે;
ઇંદ્ર પદવી ભોગવીને, જાશે મોક્ષ મુઝારોરે. તેરા. ૩૯
વીરે ભાખી ભગવતી સાખી, જો જો હૈયે વિચારીરે;
એહમાં જે કુ જુગતિ મેલે, તે હોશે બહુળ સંસારીરે. તેરા૪૦
તોરણ આયા નેમ પ્રભુજી, પશુએ શોરજ કીધોરે;
અનુકંપા આણી છોડાયા પ્રાણી, વળી સારથીને દાનજ દીધોરે.તે૪૧
ગોસાળાને વીરે બચાયો, અનુકંપા રસ આણીરે;
ભગવંતને પણ ભુલ્યા જાણો, એ કુબુદ્ધિ દુષ્ટ પ્રાણીરે. તેરા૪૨
અનુકંપાએ સસો ઉગારી, હુઓ પરિત્ત સંસારીરે;
નરભવ બાંધ્યો મેઘ કુમારે, એ જ્ઞાતામેં અધિકારીરે. તેરા૪૪
શ્રેણીક રાજા સમકીત ધારી, જીવ દયા પડહો વજાયોરે;
તેણમેં જે મુઢ સંકા વેદે, તે રૂલશે સંસાર માયોરે. તેરા.૪૪
સમકીત ધારીને પરઉપગારી, ગુણ ગ્રાહી મહાન્યાઈરે;
દેવે પરીક્ષા કીધી ભેરી દીધી, તસ વાગે સરવ રોગ જાઈરે.તે.૪૫
ભેરી ભાંગીને દેવ આરાધી, મંગાલીને સાતા દીધીરે;
એણી સાતાએ પાપજ થાવે, તો વીરે પ્રશંસા કેમ કીધીરે.તે.૪૬
દયા કારણે હરકેશીએ, આહાર તદા વલી લીધોરે;
વચન કેવલી ગદ બાલીએ, સંજતીને સંજમ દીધોરે. તેરા૪૭

અગ્નિમાં બળતા જીવજ દેખી, પ્રભુ જ્ઞાન તણે પ્રતાપોરે;
અનુકંપા આઈ અગન બુઝાઈ,અધ બલ્યાં સાપણીસાપોરે.તે૪૮
કાઠ છેદી બાહાર કાઢ્યા, દીયો મંત્ર નવકારોરે,
તે મરીને દેવ દેવી હુવા, વળી કીધો ઘણો ઉપગારોરે. તેરા.૪૯
જીવ ઉગાર્યાનો જો પાપ હુવે, તો પારશ્વનાથ કેમ કાઢેરે;
વરશી દાનજ દેઈ કરી, માથે પાપ કુણ ચાઢેરે. તેરા. ૫૦
જીવ ઉગાર્યા ધર્મજ હોવે, વલી પામે ભવનો પારોરે;
મેઘરથે પારેવો ઉગાર્યો, થયા ચક્ર વૃતિ જીનરાયોરે. ૫૧
દુષ્ટ પરણામી અધરમીને કહે, જીવ બચાયા પાપોરે;
જુગબાહુને મણીરથે માર્યો, તો ખાધો કાલે સાપોરે. તે. ૫૨
જીવ બચાયામેં જો પાપજ હોવે, તો જો જો હીયે વિચારીરે.
અગુણી અભયા કપીલા દોઈ, સુદરશણે કેમ ઉગારીરે.તે. ૫૩
શ્રેણીકે શ્રી વીરને પુછ્યો, પ્રભુ કેમ નરગને વારોરે;
શ્રી વીરે તબ દેખાડ્યા, લાભ ચાર ઉદારોરે. તેરા. ૫૪
કપીલા દાસી જો દાનજ દેવે, કાલ સુરીઓ હિંસા મુકેરે;
સામાયકને એકાસણું, તો નરગ જાવું ચુકેરે. તેરા. ૫૫
અન્ય તિર્થીના સાધુને દેવ, અન્ય તિર્થી જે ભેખધારીરે;
તેહને હું વાંદુ નહીં, અણ બોલ્યાનો બોલ નીવારીરે. તેરા.૫૬
અણ જાચ્યું ધર્મ ગુરૂ બુદ્ધે, અસણાદિક આહારોરે;
પ્રતિ લાભુ નહીં તેહને, તેમાં ખટ આગારોરે. તેરા. ૫૭
પાંચ આગાર પરવશ તાણા, છઠો સવસજાણોરે,

અનુકંપાનો આગાર રાખ્યો, એ ઉપાસગ પ્રમાણોરે.તેરા ૫૮
એવું જાણીને ઉત્તમ પ્રાણી, છાંડો કુમતિનો સંગરે;
ઈણિભવપરભવ સાતા પામો, જેમ પામો શીવસુખ રંગરે તે ૫૯
સંવત અઢારને વરસ પંચાશે, નાગોર શેહેર ચોમાસોરે,
ઋષિ જેમલજીના પ્રાસાદે,રાયચંદજીએ કરી એ અરદાસોરે તે૬૦

---

## ઢાળ ૪ થી.

સાધુ તો છકાયના પીઅર, જીવ દયા રખવાલ;
કરણ કરાવણને અણુ મોદન, મુનિવર હિંસાટાલરે ભાઈયો
જીવ દયા પ્રતિપાળો. ૧
જગત જીવ રાખણરે તાંઇ, ભગવંતે આગમ ભાંખ્યો;
કેઇ જીવ બચાયામાં પાપ બતાવે, તેણે વીર વચન નહીં રાખ્યોરે. ભા. ૨
ગોસાળાને વીરે બચાયો, તે કહે હુવો અછેરો;
એસા જુઠા બોલે મહા મુરખ, જ્યારો પાપન છોડે કેડોરે. ભા. ૩
વરશીદાન દીઓ જીણેશ્વર તારે, વીરમે પડીયા ફેરા;
અસત્ય ભાંખીને હીણા ચારી, તે ભવ ભવ થાશે ઢોરાંરે. ભા. ૪
ભગવંતને વળી ચુકયા બતાવે, તે તો અજ્ઞાનીરી વાતો;
ચાર જ્ઞાનથી પ્રીચરે જીણેશ્વર, તે કેમ ચુકે જગનાથોરે. ભા૦ ૫
ગૌતમને કહ્યો વીર જીણેશ્વર, મે કીચિંત પાપ ન કીધો;
ત્યાં મે મુરખ પાપ બતાવે, આલ કુડો શીર દીધોરે ભાઈઓ ૭

આચારાંગ સુત્ર મે ચાલ્યો, દોષ રહીત જીનરાયો;
બાર વરસને તેર પખ લગ, વોસરાવી જીન કાયોરે. ભાઇઓ ૬
ઉત્તમ સાધને ભેખ વતાવે, પોતે નહીં ભેખરો ટાલો;
કુર કપટીને મહા મિથ્યાત્વી જ્યારે પડીયો નિંદારો ચાલોરે ભા. ૮
કપડા ઉંચા કરકર કુમતિ, પાણી હારે જીવ મારી;
લોક નિંદાથી કપટી મટકિ ચોડે એહા ધારીરે. ભાઇઓ ૯
કહે કું રાખી તો ચાલી સુત્ર મે, તીન જાતરા પાત્ર દેખો;
બેલા સાધારી નિંદા કરતાં, જ્યારે નહી સાચશે લેખોરે. ભાઇઓ ૧૦
સાધ નહીને સાધ કહાવે, સુસ ખંડયા મહાપાતી;
ઉતરાધ્ય યન વીસમે દેખો, જ્યાને પોલી મુટીરાસાથીરે. ભા. ૧૧
રાત દિવસ તો કથા દાખે, દીન સુએ ખાયને પીઈ;
લોક કહે તવ કારણ કહેતા, જુઠરો શરણો લેઇરે. ભાઈઓ ૧૨
દહી દુધ ધૃત રસ સુખડી, ખાય પીએ ને સોવે સેખો;
પાપ શમણ કહ્યો જ્ઞાનીદેવે, ઉત્તરાધ્યયન સતરમે દેખોરે. ભા. ૧૩
સંજમ લેઇને વીર જીણેશ્વર, કહ્યો પાપ ન કરણો કોઇ;
જ્યાને મુરખ પાપ બતાવે, બોધ બીજ દીયો ખોઇરે. ભાઇઓ ૧૪
પડીમા ધારી આણંદ શ્રાવક, સાધ જ્યું વોરી લાવે;
અગ્યારે અગ્યારે તપને પારણે, ત્યાને દીયા પાપ બતાવેરે ભા. ૧૫
દાન દયા ઉથાપે મુરખ, હોય છે બાબારા ધીંગ;
ન્યાય તણી કોઇ શીખ દીએતો, જ્યાં સું સામા માંડે સીંગરે ભા.૧૬
સમજવા પછે રાય પ્રદેશી, દાન ચોથો ભાગ કર દીયો;

તીણુથી ઇસડા ફળ બતાવે, રાણી જમણુ મે ઝેર દીયોરે ભા.૧૭
કહે કમાડ ખોલણો નાંહી, કમાડ ખોલી લેવે અન પાણી;
દોષ બતાયા અંતરાય દાખે, આ કુમતયારી વાણીરે ભા૦ ૧૮
સાસણુ ચાલસે કાલ કીતા લગે, પુછયો ગૌતમ સ્વામી;
સુત્ર ભગોતી સતક વીસમે, ભાંખ્યો અંતર જામીરે. ભાઇઓ ૧૯
એક સહસ્ત્ર વરસ લગે, ચાલસે સાસણુ મારો;
એક દીન તીણુમેં વીરહ ન પડસે, તીરથ ચાર પ્રકારોરે. ભા. ૨૦
તીણુમેં કુમતિ કુ હેત લગાવે, જીન ધર્મ હોય હોયને બુઝ તાઇ;
તે ખોટા અર્થ કરે સુત્રમાં જ્યારી, અકલ ગઇ ડપટાઇરે. ભા૦ ૨૧
અંબડ શ્રાવક વીરનો ભક્તા, બેલે બેલે પારણો કીધો;
સોધરામે જીમણુ જાતો વાસો, પણ શોધ શોધ લીધોરે. ભા. ૨૨
સાતશેં ચેલા અદતરા ત્યાગી, કરણી કરે ને મેઢિ;
પેલાને પાપ લગાવે એ કારણુ, કયાને જમાવત પેઢિરે. ભા. ૨૩
ઉથાપ સવછરી ચોથજ કેરી, વલી ઉવાહીજ કરવા લાગા;
કાચા પાણીસું ભીના કપડા નીચોવે, જેણેવ્રત મેંલીયા આગારરે.ભા૨૪
નદી ઉતરીયામે ધર્મ બતાવે, હુવે અનંત જીવારી હાણો;
એસી ખોટી સરધાવાળા, જ્યાંને હિંસા ધર્મા જાણોરે, ભાઈઓ૨૫
ઉપદેશ પચવીશી સુણને પ્રાણી, મત ખોટી સરધા ધારો;
ઋષી ચોથમલજી કહે પાલી શેહેરમાં, જોડી પર ઉપગારોરે. ભા. ૨૬

# ઢાળ ૫ મી.

પણ આરે નિન્હવ નિકલિયા, દુઃખમ પંચમ કાલજી
ભોળા લોકાને ફંદમાં પાડણ, મુર્ખ માંડિ જાલજી
નિન્હવ જાણો ઈણ ચલગત શું. આંકણી. ૧
દુષ્ટારી આ શ્રધા દેખો, સાધ પણો દીઓ ખોયજી
કુડોમાર્ગ કાઢ કુમતિ, દાન દયા ઉઠાઇ દોયજી. નિન્હવ ૨
સાધપણારો સ્વાંગજ ધરીયો, પાપગણે છુટાયા જીવજી;
પાંચ મહાવ્રત પુરા પડીયા, નહી દયારી નીવજી નિન્હવ ૩
ગાયારો ગોકલ વાડામેં, આણી પહોતી આગજી;
કાઢે તીણને પાપ વતાવે, માહા જીણરા ભાગજી. નિન્હવ ૪
કોઇ કાઢણ વાલો ધર્મજ જાણે, તો લાગો પાપ અઘોરજી;
આ શ્રધા જે સાધ કહાવે, તે તિર્થંકરરા ચોરજી. નિન્હવ ૫
ભર્યોભારસુંગાડો આવે, માર્ગે સુતો બાલજી;
"દયા દેખી ઉરહો લ્યે માનવ," તેહને પાપ કહે ચંડાલજી નિ. ૬
તિમાલીયા સુ ટાબર પડતો, કોઈકે ઉરોલે દેખજી
પકડે તીણને પાપ બતાવે, તે સાધનો નહી ભેખજી. નિ. ૭
કોઇ ફીણુરોગલોમ રોડે. કોઈ વર્જે ધર્મ જાણજી;
દોનુ જણાને પાપ વતાવે, એ દુષ્ટારી સહી નાણજી. નિન્હવ ૮
કોઈ બેડો કીડા કચરે, કોઈ વર્જે પુરૂપ સુજ્ઞાનજી
દોનુ જણાને પાપ વતાવે, સુર્ય ઘોર અજ્ઞાનજી. નીન્હવ ૯
કોઈ ગામ બાલણને ઢૂકો, કોઈ વર્જે કુરણા ભંડારજી

દોનુ જણાને પાપ વતાવે,.તે નિશ્ચે નહી અણગારજી નીન્હવ૧૦
કોઇ કીણને કુવામે નાખે, કોઇ પાલે જાણી ધર્મજી
દોનુ જણાને પાપ બતાવે, ભુખે બાંધે કર્મજી નિન્હવ ૧૧
કોઈ જભે કરે કોઈ ઝટકે મારે, મુસલમાન રજપુતજી;
પ્રાણ બચાયારો પાપ બતાવે, જયાં દીધા માઠી ગતીરા સુતજી નિ.૧૨
દાન દયામેં પાપ બતાવે, નિન્હવ નિચ કપુતજી;
નિન્હવ શ્રધા ધટમેં પેઠી, જાણે વળગ્યો ભુતજી. નિન્હવ ૧૩
કોઈ ભુખાને ભાઠા મારે, કોઈ રોટીદેપાવે છાશજી;
દોનુ જણાને પાપ બતાવે જ્યારો હુવો જ્ઞાનરો નાસજી નિ. ૧૪
કોઈ સતીરો શીલજ ખંડે, કોઈ પુન્યવંત રાખે પાલજી
દોનુ જણાને પાપ બતાવે,જ્યારી સમકીત હુઈ આલમાલજી નિ. ૧૫
માસ ખમણ પારણે કોઈ ઝેરજ પાવે, કોઇ પાવે દુધ ધીની જાતજી,
દોનુ જણાને પાપ બતાવે દેખો વિકરાળી વાતજી નિન્હવ ૧૬
કોઇ કપડો ચોર લઈ જાવે, કોઈ સુમતિ દે ધર્મ જાણજી
દોનુ જણાને પાપ બતાવે, આ પાખંડીયારી વાણજી; નિ. ૧૭
ગોસાળાને વીરે બચાયો, સુત્ર ભગો તીરો પાઠજી
નિન્હવ વીરને જાણે ભોળા, પુન્યાઇ જ્યારી ધાટજી. નિ. ૧૮
વીર કદીહી ન હોવે ભોળા, ન લગાવે કોય દોષજી;
જા પુરૂષાને દોષ બતાવે, કરણી જીણારી ફોકજી. નિ. ૧૯
ભગવંતને પણ ભારી કર્મા, લાગો જાણે પાપજી;
મનરા લાડુ ખાવે મુરખ, માઠો માર્ગ થાપજી. નિન્હવ ૨૦

બુધતો બુડગઈ નિન્હવાની, જ્યાં દીયો અરીહંત આલજી
તે ગુરૂસેંતી કહો કીમ ગુઝરે, ધુરદીયો વિનયને બાલજી. નિ. ૨૧
હીરા માંહે હુતા ભેળા, કાને કીયા કાંકરા ટાળજી
રીસે બળતા અવગુણ બોલે, બાંધ ગુરૂ સું ચાલજી; નિ ૨૨
ભાગળ ત્રુટીલકરરે ભેળા, સામા માંડે સીંગજી;
બેશર્માને ભારી કર્મા, હુઈ બેઠા બાબરા ધીંગજી; નિ. ૨૩
કુડ બોલણમે નઇ કોઇ કાચા, જમાલી જ્યું જોયજી;
ભગવંત આગે મુરખ ભાંખે, હું કેવલ ગ્નાની હોયજી. નિ ૨૪
અરિહંત આગે કુડજ બોલ્યા, તોંહીવડારી સુ વાતજી;
દાન દયામેં પાપ બતાવે, દીન ધોળે જાણે રાતજી. નિ ૨૫
દાન દયારો કોઇ નીરણો પુછે, તારે બોલે છલમેં ખેલજી;
પુછા ઉત્તર ન દે પાછો, કુહેત કોઇ દે મેલજી, નિન્હવ ૨૬
ચિત્ત લગાય ચોટામેં ચાલે, ગાતીરી દે ગાંઠજી
નીચી ગાબડ ગડદણ ચાલે નિન્હવ, પણ ઘટમેં ઘણી આંટજી. નિ૨૭
ડાગા ભરતા ધડબડ ચાલે, જેઠઈર્યા નીરતી જોયજી;
ઘણાકોસારી મજલ કરજાવે, કપટ સીહતણી પરી હોયજી નિ ૨૮
કુંક ફુંકને પાવજ મેલે, વાંદરતિમતે નીહારજી
જીમ જીણ ચાલ ચોટામેં કાઢે કપટી પાલે કપટ આચારજી નિ ૨૯
નિન્હવ નિકલસે સાધામાં સું જે કો પ્રત્યક્ષ દેખો તેમજી;
સુય ગડાંગ તેરમે અધ્યયને, અરીહંત ભાંખ્યો એમજી. નિ. ૩૦
મનમે જાણે મે મારગ કાઢો, હુવા રહે વડ ભીચજી
આપુઝ પેટ ભરા કહા જાને, નિન્હવ નર દેહી નિચજી નિ. ૩૧

ચોરાસીમેં જાસે ચલીયા, દાન દયા ઉઠાઈ દોયજી
સાધારી વળી નિંદા જાણી, નિન્હવ દીયો જન્મારો ખોયજી, નિ૦૩૨
ઉવવાઈ સુત્રમે આગે, ચાલ્યા નિન્હવ સાતજી.
પણ એ ઉહાં, નીન્હવસું નીઅલા, હુંકારે મુંગી વાતજી, નિ૦૩૩
સાગરીયો નિન્હવ હુવો આગે, દાન દયા ઉઠાઇ દોયજી,
કુડો મારગ ઉણ પીણ કાઢ્યો જીણુકા કેડાયત એ હોયજી, નિ૦૩૪
એ સાંભળી જે નિન્હવ શ્રદ્ધા, નમાને તે પુન્યવંત જીવજી,
આ સુણને શ્રદ્ધા નહી છોડે જન દીધી દુરગતિરી નીવજી, નિ૦૩૫
એ છત્રીસી નહી કાંઈ છાની, ઈણુસે નહી મીન મેખજી,
જો કીણરે મનમે હુવે શંકા તોઉ રૂબરૂ લો દેખજી, નિ૦૩૬
છત્રીસીએ જોડી જુગતસું, પાલી સખરે શહેરજી,
ઋષી રાયચંદ કહે નિન્હવ શ્રદ્ધા ખારી જાણે ઝેરજી, નિ૦૩૭
સંવત અઢારસે તેતીસેં, માસમહાને પોષજી,
પર ઉપગાર સુત્ર અણું સારે,પણકોઈ મત જાણો રાગદોષજીનિ૦ ૩૮

---

## ઢાળ ૬ ઠી.

ધુરથી ઉથાપી દાન દયા, વલી દેવ ગુરાને લોપ ગયા,
જયાને કાઢ દિયા ટોલા બારે, નિન્હવ નિકળ્યા પાંચમે આરે.૧
ક્રિયા કઠણાઈ દીસે થોડી, મુરખ નિંદારી ઢાળા જોડી,
આમાં સામા ફાંફા મારે. નિન્હવ. ૨
આપણા ખાયામેં ધર્મ જાણે, તારે તપાસ બારણે થોડી આણે.

તુટી પડ્યા ખાણુલારે. નિન્હવ. ૩
ક્રીયા કરતુત માંહે પોલા, કપટાઈ કેલવે જુદા બોલા,
ભેખધારીકદેઈ ન તારે. નિન્હવ. ૪
ભાંગેલ તુટેલ ટોલા સુંટલીયા, તે નિન્હવ સેંતી જાય મલીયા
આપ છંદા નહી કોણુરેસારે. નિન્હવ. ૫
સઘલા સાધારા અવગુણ કાઢે,સાધ સતીયારે માથે કલંક ચાઢે,
તે બુડ ગયા કાલીધારે. નિન્હવ. ૬
ચારે સંઘરા કાઢે કેવા, છીકે બાકી બાહીરા ભીંત્રા લેવા,
જારે કુજશ કેલ રહ્યો સંસારે. નિન્હવ. ૭
મેલે ધ્યાને ચાલે બગલા, લોગ દીખાઉ કરે ઢફલા,
હિડ કીયા કુતા લાલ લગારે. નિન્હવ. ૮
સંઘસાધારી કરે ભુંડી, નિન્હવારે તો ખોટી હુંડી,
કોહી કોઈ નહીં સકારે. નીન્હવ. ૯
કપુત કુપાત્ર હુયે ભેલા, હજારા સાધારી કરે હેલા,
ગધા હાથીયા લાતા મારે. નીન્હવ. ૧૦
નિર્લજ હુઈ ગયા ચેલાને ચેલી, ગુરૂ પણ શર્મ અલગી મેલી,
જ્યાંમે નહીં કાંઈ ભલીયારે. નીન્હવ. ૧૧
ગાવે અવગુણ કાઢી રાગો, જાને લકડી જીમ સોલો લાગો,
ફુટ ગયા હીયા જનમ હારે. નીન્હવ. ૧૨
નિંદારો પડ ગયો ચાલો, નીન્હવાને લાગ ગયો કાલો,
ઋણુ જીવણા ધિકારે. નીન્હવ. ૧૩

ગુરૂરી નિંધા કરે હાડો હાડે, જીકે પર્વતશું માથો ફોડે,
સુત્રનિ લોપ ગયા કારે. નીનવ. ૧૪
ધોબી જ્યું કપડા ધોવે, નિંદક નિંદામેં જન્મ ખોવે.
ન્યાયે નીકલ્યા ગછ બારે. નીનવ. ૧૫
ભુતણીને તો કાઢતા સોરી. નીન્હવારી શ્રદ્ધા કાઢતા દોરી;
ભલામાણસાને બીગારે. નીનવ. ૧૬
જુઠા આળ જંજાળ જપે, સનીપાતીયા દારૂ પડીયા બકે,
આછી ભુંડી નહીં વિચારે. નીનવ. ૧૭
ગુરૂતો ગમાય એડો નાકી, ભુલ નહીં કાંઈ ચેલામેં બાકી,
બિગડી શ્રદ્ધા કુણ સુધારે, નીનવ. ૧૮
નીન્હવ જીવ ભારી કર્મા, નીન્હવ જીવ છે બે સરમા,
જે નર ભેખને બીગારે. નીનવ. ૧૯
મરતા જીવ છુડાવે ધર્મ જાણી, જીણમે દોષ જાણે પાપી પ્રાણી.
પુરો પડયો જ્યારે આચારે. નીનવ. ૨૦
શ્રાવકને કોઈ દાન દેવે, નીન્હવા જીવ ભુંડો કેવે,
પુન્યરી જાયગાં પાપ લગારે. નીનવ. ૨૧
ખોટી શ્રદ્ધા ઘટમેં ઘાલે, મુક્ત નગર જાવાને નાસે,
મોક્ષમાર્ગમેં ધાડા પારે. નીનવ. ૨૨
સાધ સતીરી મહીમા દેખ, છાતીમાય જાગે દ્વેષ,
બોલે રીસાં બલતા પેલેપારે. નીનવ. ૨૩
આગે પનરદિન વિગેરા લાગી, અબતીસુ ઈદીનરી લવલાગી,
ખોય દીયો વૈરાગ્ય પડાજીભાસારે. નીનવ. ૨૪

કોઈ બોલ ચાલ નહીં જાણે ડોબા, થોથા મારે અગડ ગોબા,
ચર્ચા માંડે જડે નાહાહારે. નીનવ. ૨૫
આચાર્ય ઉપર તપતા, જાપ સદાહી નિંદારો જપતા,
હાથ દેખને ગંડકભુસેલારે. નીનવ. ૨૬
શ્રાવક જયારા દુરાચારી, શ્રાવકાવડી છેહઠીયારી,
નીપાંતિયા પાંતરે બારે. નીનવ. ૨૭
દુષ્ટ શ્રદ્ધાને સાચી જાણી, આ માઠી ગતીરી નીસાણી,
પડજાશી જમારે સારે. નીનવ. ૨૮
નીરા તાલરો તો જુઠ બોલે, મોહ મિથ્યાત્વ માંહે ડોલે,
જન્મ મર્ણ ઘણા વધારે. નીનવ. ૨૯
બારે સુધા માહે મેલા, નીન્હવારાતો એહીજ ગેલા,
વિસકદેઈ છાતી નહી ઠારે. નીનવ. ૩૦
ખોટી શ્રદ્ધા પડ ગઇ પાતે, સાચીવાત સુત્રની નહીં માને,
માહા કર્મ સંચેલારે. નીનવ. ૩૧
શ્રદ્ધાંપણાના ગુણસુ ભાગા, નીનવહુઇ બેઠા નાગા,
બુરા વચન નીકળે મુખબારે. નીનવ. ૩૨
સુત્રરા પાના પરા મેલે, કાંકરા ઠીકરીયાને રેત જે લે,
ધુરતવાદિ ફંદમે પારે. નીનવ. ૩૩
કર્મમાંહે થાકા કીયા, તેકે હાથ માંહે પણ વાપરીયા,
જઠે જાય જઠે ધુરકારે. નીનવ. ૩૪
સુત્રની ઢોડ ટેકીધાડો, સાચરી ઢોડટેકીધુડો,
વુડીસુ જેવડી લારે, નીનવ. ૩૫

નિંદારી ઝાલી નોકારવાલી, જીણ નીન્હવારી લીલાડ કાલી,
આંખ્યાફોડ બેઠો અંધારે, નીનવ. ૩૬
નરગથકી પણી નીન્હવ બુરા, જ્ઞાનડોર કાટ નાંખે છુરા,
નીન્હવ શ્રદ્ધા વાર અનંતીમારે, નીનવ. ૩૭
પરતાં ગાલી કીયાં પુઠા, ક્રોધી જીવ બલી હુઠા.
લાગગઈ જાને ફીટકારે, નીનવ. ૩૮
ગુરૂ ચેલા દોનું એ રૂધા, દાધાને મીલીયા બુગા
એરંડ રૂપ એરંડ પરીવારે, નીનવ. ૩૯
મોહ મિથ્યાત્વ માંહેખુતા, માંહોમાંહી મેલા કુતા,
સાચ જુઠ ને કોણ કાઢેતારે, નીનવ. ૪૦
આગેઇ નીનવ સાત હુવા, જ્યારા નામ ચાલ્યાછે જુજુયા,
પણ એ નિર્દયી પેલેપારે, નીનવ. ૪૧
ચોથેઇ કાળે ચાલ્યા એણો, તોપાંચમા કારરોકા સું કહણો,
ઘણીયા બેઠા પડેધારે, નીનવ. ૪૨
પાખંડ મત નિન્નવ ભુંડો, માંડમેલ્યો ડાકણ કુડો,
પુન્ય હીણ કુડા માંહે પગપારે, નીનવ. ૪૩
નીનવ ચરીત્ર ઘણા ચાલ્યા, સુયગડાંગ ઉવવાઇમેં ઘાલ્યા,
જીણમે નહીં કોફેર સારે. નીનવ. ૪૪
પોતે સાધ કેહી પુજાવે, પછી મરને માઠી ગતી જાવે,
બોધ બીજ નીનવહારે, નીનવ. ૪૫
બાંધે મુહપતીને ઝાલાડગા, જ્યાનેહીસાધ શ્રદ્ધે બોગા,

કોઈ સાધપણો નહી ભેખલારે, નીનવ. ૪૬
નિન્હવ જીવ જાણી જે ખોટા, ભેખ ઉલખાં દેવે રોટા,
ભવ કરશે અનંતા અનંતી વારે. નીનવ. ૪૭
નીન્હવા સેંતી રેહેજો ન્યારા, નીન્હવ વિખ સરીખા ખારા,
નીકલે નહીં સંસાર બારે, નીનવ. ૪૮
પુરી હુઇ સાત ચાલીસી, આ નીન્હવા કેરી રાસી,
ઓ નીન્હવારો અલંકારે, નીનવ. ૪૯
પ્રસિદ્ધ શહેર હુવો પાલી, જીણુ જાયગા સુજોડ ચાલી
કહી ઋષિ રાયચંદ પર ઉપગારે, નીનવ- ૫૦
માર્ગ છોડ નિન્હવ ભુલા, કુડાટા મારે દીસરા ભુલા,
અટવી મોટીડંડાકારે, નીનવ. ૫૧
ગામા નગરામે કેઈ શ્રાવક કીયાં, જયાને વસ્તી માહે લુંટલીયા
બુડ ગયા કેઈ નર નારે, નીનવ. ૫૨
પુજ્ય જેમલજીરે **પ્રસાદ દીસે**, કાતી માસે વરસંએકવીસે,
સમત **સહી** કડો અઢારે નીનવ. ૫૩

---

## ઢાળ ૭ મી.

લખ ચોરાસી જીવ બચાવે, દસવિકાળીકમેં કહ્યો સાતા.
બચાયારો પાપ બતાવે, તે મુરખ મોહ મિથ્યાત્વમેં રાતા.
આસરધા છે જીન મત બારે, ઉઠ ઉભી થઇ પાંચમે આરે.
એક નીન્હવ વિન્યા બીજો ન ધારે, આપ છંડા જીનજીરી આજ્ઞા બારે,
સઘળા જીવારી રક્ષા અર્થે, સુત્ર ભલો કહ્યો વીર જીણંદ;

પ્રશ્ન વ્યાકરણરે પહીલે સંવર, તોપણ દયા ઉથાપે અંધ. આ.
આગે શ્રેણીક આહેડે રમતો, પછે મીલ્યા અનાથ અણગારો,
જ્યાં કને શ્રેણીક સમકીતલીધો, ઉત્તરાધ્યયન વીસમેં અધિકારો. આ.
કોઈ જીવ મારણ નહીં પાવે, રાજગ્રહીમેં ઢંઢેરો ફેરી,
સાતમા અંગરો પાઠ ઉઘાડો, અઠે અજ્ઞાની પાપ ઘાલેછે ઘેરી. આ
ધર્મી રાજાને કહે ધન્યધન્ય, જીણ ઉઠાયો કસાઇવાડો;
કેઈ શ્રેણીકરાયને પાપ બતાવે, તીકે બુડારે કાલી ધારો. આ.
એકતો **માંસરાગ્રધી** જાણે ભુંડો, બીજો ભુંડો જાણે વળી કસાઈ;
ત્રીજો નીન્હવ જાણે વળી ભુંડો, એ નીન્હવ નીર્દય ભાઈ. આ.
અણુંકંપા દયારે અર્થે, વીર બચાય દીયો ગોસાળો;
જાને અનારજ પાપ બતાવે, તેતો નિર્દય જુઠ બોલે નીરાતાલો. આ.
સુત્ર ભગવતિને સતક પનરમે, વીરને પાપ કડે નહીં ચાલ્યો,
દયારો નાસ કરણને નીન્હવ, મનસું મેલ્યો અતુતો આલો. આ.
કોઇ અધર્મી દાવાનળ દેવે, કોઈ દયાવંત વરજે સુજ્ઞાની;
પાલણ વાલાને પ્રાપ બતાવે, તે નામતો સાધુપણ બગ ધ્યાની. આ.
જીવ છકાયારા પીહર વાજે, સાધુજી કેરો નામજ ધરીયો;
જીવ છોડાયારો પાપ બતાવે, તારે પહીલો મહાવ્રત તો પુરો પડીયો.
સાધુવરજીને દાન નીષેધે, પ્રશ્ન વ્યાકરણ મેં કહ્યા જીણને કુડો,
તીણ મુરખરો દુજો મહાવ્રત, ભાંગનેહોયગયો ચક ચુરો. આ.
દાન દેતાને જે કોઈ વારે, તેતો ચોરાસી પાંતમે પેઠો,
પ્રશ્ન વ્યાકરણરો પાઠ ઉઘાડો, તીણરો ત્રીજો મહાવ્રત પીંડે બેઠો. આ.

કોઈ સતીરો શીલજ ખંડે, કોઈ પાલી રાખે ધર્મ જાણી,
પાલણ વાળાને પાપ બતાવે,ચોથો મહાવ્રત ભાંગણુરી આનીશાણી.આ
મમતા મોહ માયામે લાગો, ખોય દીયો વૈરાગ ને મમતા ભારી,
ઉટાલાને લેને પરી અહવધારે, જીણ પંચ મહાવ્રતરો કીઓ સંહારી.
પડિમા ધારીતો શ્રાવક હુવે, શ્રમણ ભુયા શ્રાવકને દાખ્યો,
સાધુની પેરે લેવેસું દેવે, ઈણમેહી મુરખ પાપ ભાંખ્યો, આ.
માસ અગ્યારે તાઈ શ્રાવક, પરાયો માંગીને ખાવે,
લેણવાલો તરેને દાતારજ હુએ,તોઇસી કરણી વીરજી કાને ભતાવે. આ
કરણ કરાવણને અણું મોદન, પડિમાધારી હુવે પાપનો ત્યાગી,
પોતે વોરે ને પેલા કને માગે, પાપ હુવેતો પડિમા ભાગી. આ.
અંબડજીરા સાતસે શીષ્ય, સુત્ર ઉવવાઈમેં અણસણ લીધો,
અંતકાળે તીણે પાપજ ત્યાગો,જઠે અંબડજીને નમોથુણં કીધો. આ.
સાતસે હુવા આરાધીક, ભાંખ ગયા તીરથરા નાથો,
ઈણ વંદણામે પાપ બતાવે, આ દેખો વિટલ્યારી વાતો. આ
શ્રાવક કરે પોપા સમાયક, સુત્ર દોયકરણ તીન જોગ,
ઈણવૈયાવ ચમેં પાપ બતાવે, જ્યારા જોગમે લાગો રોગ. આ.
અજ્ઞાની વલી એમ બોલે **વૈયાવંચકરે, જેરાખી આગાર**,
તો પોપામેં પાપ કરે કરાવે, તો ઉદીસેં વીટલ્યારાઆચાર. આ.
કોઇ કહે માસ ખમણ હુંકરસ્યું, એક રોટીને રાબ પાણીરો આગાર,
તો થારે માસખમણ ઉકહેજહોવે, એકપાણીવિના સહુઆ પરીહાર.
કરણ કરાવણને અનુંમોદન, પોપામેં પાપ આગારજ રાખે,

જીણરે પોષો કીમ કહીજે, ઉલટ બુદ્ધિ કુમારગ ભાંખે, આ.
શ્રાવકરે પહીલે વ્રતમેં, ત્રસ જીવનમારે સુત્રમેં ઘાલ્યો,
જીવ છોડાયા પાપ હુવેતો, ઉતો પચખાણ કહે નહીં ચાલ્યો, આ

---

## ઢાળ ૮ મી.

કયું દયા દાન ઉથાપોરે કુમતિ, કયું દયા દાન ઉથાપો. એ ટેક.
પ્રતિમા ધારી શ્રાદ્ધ સાધુ સરીખો, દોષ બયાલીસ ટાળે;
તીન ઉત્તમને વેરાવતા કુએ, કયું બોલો જુઠ પંપાળ રે. કુમતિ. ૧
કોનસેં સુત્રે પાઠ દીખાડો, જદી પ્રતિતજ આવે;
આગમ પૈતાલીસેં પાઠ ન લાધે, જો માથાફોડ મરજાવે રે. કુમતિ.૨
પ્રતિમાં ધારીકું દીયે એકાંત પાપ, તો દુજારો સ્યુંકેણો;
ઈમ સુણતાં સર્વદાન ઉથપ્યો, એકજ સાધુને દેણોરે. કુમતિ. ૩
દાન દયાકી જડહી કાટી, જુક્તી લગાવે જુઠી;
વીર પ્રભુને ચુકા બતાવે, જ્યારે હીયેરી ફુટી રે. કુમતિ. ૪
સાધુ શ્રાવક દોનું રત્નારી માલા, સુત્રે કહી જીનરાજ;
શ્રાવકને કહે જેરનો બીટકો, કહતાનન કટાલાજે રે. કુમતિ. ૫
ઢીલા પાસથા હીણાચારી, કપટી કહીએ પુરા;
નિગુરા અવગુણ ગાવણ સુરા, સાધ નહીં ભંડ સુરા રે. કુમતિ. ૬
શ્રાવક સાધુ પ્રતિમા ધારીકું, દોનુંને શુદ્ધ વહીરાવે;
બારમો વ્રતતો ચોડે દીખાયો, પણ મુરખ ભુલજાવે રે. કુમતિ.
ચાર સંઘને સાતા દીધી, સનંત કુમાર અધિકાર;
ત્રીજા શતકકે પહેલે ઉદેશે, પણ મુંઢ ન સમજે લગાર રે. કુમતિ.૮
જીવ બચાયામેં નફો ચોડે, ગોસાળો વીરે બચાયો;

